# ગરબાવળી.

ભાગ ૧ લો.

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈની

બનાવેલી.

આ ગ્રંથના સર્વ હક્ક રાખીને ધારકે

ખાણભાઈ અમીચંદે ઓરીએંટલ

પ્રેસમાં છપાવી.

અમદાવાદ.

સને ૧૮૬૬

સંવત ૧૯૨૨.

કિંમત ૨ આના.

# ગરબાવળી.

ભાગ ૧ લો.

કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈની
બનાવેલી.

આ પ્રાંતના સર્વ લોકોને વાસ્તે

બાજીભાઈ અમીચંદે ઓરીએંટલ
પ્રેસમાં છપાવી.

अमदावाद.

સને ૧૮૬૯

સંવત ૧૯૨૬.

કિંમત ૨ આના.

# સાંકળિઉ.

ગરબી. પૃષ્ટ.


૧ છોડીયોને ભણવા વિષે.................... ૧

૨ ગોસ્સો વિષે.......................... ૨

૩ સુંદરબાઇને સાસરે જતાં શિખામણની ગરબી.... ૪

૪ સજનીને શિખાંમણ વિષે................ ૫

૫ ઘેલા મુસાફ઼ વિષે.................... ૬

૬ ફૂલણજીની ગરબી...................... ૮

૭ સુધરેલી સ્ત્રી વિષે................... ૯

૮ ભુંડી ભારજા વિષે.................... ૧૦

૯ શિયળનું ધોળ......................... ૧૧

૧૦ સંપ વિષે રાગ હોરી.................. ૧૩

૧૧ ભણવાના હરખ વિષે.................. ૧૪

૧૨ અજવાળી રાત્રે કુદડી ફરીને ગાવાની ગરબી..... ૧૫

૧૩ સાહેલીને શિખાંમણની ગરબી............ ૧૬.

૧૪ હિંદુઓની સ્ત્રીયોને ભણવા વિષે............ ૧૭

૧૫ જન્મ સમાનું ગીત..................... ૧૮

૧૬ ભરત ચિત્ર શિખવવાની ગરબી............ ૨૧

૧૭ લગનમાં ફટાણા ન ગાવા વિષે............ ૨૨

૧૮ રૂસણું તોડવાની...................... ૨૩

૧૯ સુભદ્રાની કંકોતરી,.....................

૨૦ જ્યારે રામચંદ્ર તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યા

પૃષ્ટ.
સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ, તે સમે રામચંદ્રજીએ કહ્યું કે, તમે પિયર જાઓ તેનું ધોળ...... ૨૯
૨૧ પછી સીતાજી બોલ્યાં તેનું ધોળ.............. ૩૧
૨૨ રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ધોળ... ૩૩
૨૩ સીતાજીએ રામ૦ કાગળ લખ્યો તેનું ધોળ.... ૩૫
૨૪ પાપની માફી માગવાની ગરબી............. ૩૮
૨૫ પરમેશ્વરના રસ્તાનો ગરબી............... ૩૯
૨૬ કુડ નર વિષે પદ..................... ૪૦
૨૭ ક્રોધ વિષે પદ......................... ૪૧
૨૮ વિધવા વિષે ગરબી..................... ૪૨
૨૯ દેશી મિત્રોનું દુઃખ ટાળવા વિષે............ ૪૩
૩૦ સંપ વિષે ગરબી....................... ૪૪
૩૧ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનો ગરબી........ ૪૫
૩૨ નિશાળે આવવા વિષે ગરબી................. ૪૭
૩૩ વેહેમ તજવા વિષે. ..................... ૪૮
૩૪ મુવાનો પછવાડે ન રોવા વિષે. ............ ૪૯
૩૫ પરણી ઊઠ્યા પછીના હરખ વિષે. ........... ૫૦
૩૬ ભરથાર વશ કરવાની .................. ૫૩
૩૭ બીજી વાર પરણવાના બહાનાનું ગીત ........ ૫૪
૩૮ વધાવાનું ધોળ ........................ ૫૫
૩૯ ચોરીમાં ગાવાનું ગીત ................... ૫૬
૪૦ એજન ગીત બીજું....................... ૫૬
૪૧ મઝાવરાવનો રાસડો ................... ૫૭
૪૨ પ્રાતઃકાળની શિક્ષા માતાની ............... ૫૮
૪૩ રંનાદેનું ધોળ..........................
૪૪ અગ્નિદેવ વિષે પદ ...................... ૫૯



# ગરબાવળી.

## છોડીયોને ભણવા વિષેની ગરબી. ૧

બ્હેનો તમે ભાવ સહીત ભણજો,
ગાંડા લોકો નિંદે તે નવ ગણજો. બ્હેનો. ૧
ભણે તે તો ભગવંતને ભાવે,
એથી દીલ ગ્નાન અધિક આવે;
તજી અવગુણ સદગુણ લાવે. બ્હેનો. ૨
ભણે તેતો અપજસથી ભાગે,
જેને ઘણી લાજનો ખપ જાગે;
મોટી સતીયોનું પદ માગે. બ્હેનો. ૩
દુરાચાર હોય ન ભણે તેમાં,
જગ્યા જુઓ કેદી રેહે જેમાં;
અધિકતો હસે અભણા એમાં. બ્હેનો. ૪
ભણેલી હતી રૂક્ષમણી રાણી,
મીરાં બાઈ મુલકમા વખાણાઈ;
જેની કવિતા જગ સૌ જાણી. બ્હેનો. ૫
સ્ત્રીયાને પાપ ભણે લાગે,
એવું કોઈ લખી ન ગયા આગે;
મોડે બોલનારા જુતી માગે. બ્હેનો. ૬
ભણ્યા વીના કાંહાંથી અકલ આણે,

નીતિની રીતિ તે કેમ જાણે;
ભણ્યા વિના જણ પશુ પ્રમાણે. બેહેનો. ૭
ભણી ગણી નાગરની નારી,
સી રીતે નહી કહીયે સારી;
ચતુર લેજો ચીતમાં વીચારી. બેહેનો. ૮
ભણો તમે આળસ શ્રમ છોડી,
થસે તેથી લાજ નહી થોડી;
કહે દલપત બેહુ કરજોડી. બેહેનો. ૯

---

## ગોર્‌યો વીષેની ગરબી. ૨

લાવ લાવ સખી એક કાગળ લખીયે હરીને રે, એ રાગ.

અમદાવાદ નામે આજ, શેહેર છે સારૂ રે;
રાજા કંપની કેરૂં રાજ, પ્રજાને પીયારૂ રે. ૧
ચૌટા વચ્ચે માણેક ચોક, સોભા સારી રે;
વસે લક્ષપતી બહુ લોક, વડા વેહેપારી રે. ૨
નદી સાબ્રમતી વેહેનીર, શેહેર સમી પેરે રે;
દેવતાઓના તેને તીર, દેવળ દીપે રે. ૩
એવી જુગતીયો જોતાં અનેક, મન લાગે મીઠુ રે;
પણ અચરત મોટું એક, દ્રષ્ટીએ દીઠુ રે. ૪
તીથી તેરસ પેહેલે પક્ષ, અસાડી આવે રે;
તારે ગૌર્‌ય પુજનનો લક્ષ, છોડીયો લાવે રે. ૫
દીન પાંચ લગી એક અંન, મોળુ જમે છે રે;

મોહોટો હરખ ધરીને મંન, રોજ રમે છે રે. ૬
પૂજે વાપી જવેરા પેર, ગોરણ રીઝાવે રે;
જાય પ્રીતે મળી બહુ પેર, નદીયે નાહાવા રે. ૭
આન્યો અન્ય કરે ઉદમાત, નઠારૂં બકે છે રે;
ગઇ ગોરણ પુજાની વાત, છાકી છકે છે રે. ૮
જેવો હોય હોળીની ઘેર. એથી અતીસે રે;
બોલે ભડવાની પુત્રીયો પેર, દુષ્ટ ત્યાં દીસે રે. ૯
તેના માત પીતાને ભ્રાત, પુરા હશે પાજી રે;
જ્યારે સાંભળતાં હશે વાત, થતાં હશે રાજી રે. ૧૦
કોઇ સાહેબ એવી વાત, દેખે એ રીતે રે;
તેના માત પીતાની જાત્ય, પુછે છે પ્રીતે રે. ૧૧
ત્યારે કેવી વધે છે લાજ, મળે સાબાશી રે;
એવા નીરલજ લોકો આજ, શેહેરના વાસી રે. ૧૨
કરૂં વીનતી સમાચાર પત્ર, શ્રવણ ધરજે રે;
તેના નામ લખી સરવત્ર, જાહેર કરજે રે. ૧૩
ઘણી નીદાના લખજે સ્લોક, દેખાડજે નીતી રે;
તેથી લાજ પામે એ લોક, તજે તે રીતી રે. ૧૪
હવે કહુંછું જોડીને હાથ, વીવેકીને ગમતા રે;
એવી નીરલજ છોડીઓ સાથ, ન જાવું રમવા રે. ૧૫
લેને ગોરણ પુજાનું નામ, કામ એ કરવું
મોટું પાપ ઠરે એ ઠામ, દીલમાં ડરવું
ધરો મોટો હરખ મનમાંહી, વ્રતદીન

પણ કુટવા રોવાનું કાંઇ, ન કરવું તે દી રે. ૧૭
છોટાપણમાં પડે જે ટેવ, ટળે નહી ટાળી રે;
માટે નીતી સીખો તતખેવ, બોલો સંભારી રે. ૧૮
કદી પુરીયે નહી કોઇ કાંમ, સાહેદી જુઠી રે;
લૈયે પરમેશ્વરનું નામ, પ્રભાતે ઊઠી રે. ૧૯
પછી માત પીતાની સેવ, કોડે કીજે રે;
જેથી દલપતરામનો દેવ, દીલમાં રીઝે રે. ૨૦

---

## સુંદરબાઇને સાસરે જતાં શિખાંમણની ગરબી. ૩

"અચકો મચકો કારેલા." એ રાગની.

સુંદરબાઇ ચાલ્યાં સાસરિયે.
માબાપ શિખામણ આપે બેહેન, લાજ વધારજો લાખેણી.
નીચા કુળની નિર્લજ નારી,
ભરથારનું વેણ ઊથાપે બેહેન. લાજ૦ ૧
સાસુજી કેહે તે સાંભળજો
કોઇથી વઢવાડ ન કરશો બેહેન; લાજ૦
સાખી રેહેજો બોલ્યું સહુનું.
અભિમાન ન અંતર ધરશો બેહેન. લાજ૦ ૨
...માં બેઠાં ધંધો કરિયે,
ઘણું નવ જઇયે બેહેન; લાજ૦
ગણ્યાં બહુ છો ડાહ્યાં,
કહ્યે બેહેન. લાજ૦ ૩

મેલાં ઘેલાં તો નવ રહીયે,
ચટકો મટકો નવ કરિયે બેહેન; લાજ૦
કોઇ વાત કરે વાંસે લોકો,
એવું ન કદી આચરિયે બેહેન. લાજ૦ ૪
જે સપૂત છે સારી છોડી,
મા બાપની લાજ વધારે બેહેન; લાજ૦
મણિ લોહ તણું સોનું કરશે,
સોબતિને એમ સુધારે બેહેન. લાજ૦ ૫
જે સંપ સગાથી તોડે છે,
કોઇ વખતે હાથ ઘસે છે બેહેન; લાજ૦
જે સઉનું સારૂં ઇચ્છે છે,
તેના દલમાં દેવ વસે છે બેહેન. લાજ૦ ૬

---

## સજનીને શિખાંમણની ગરબી. ૪

"કેક ન કરાયેજી રે." એ રાગની.

સાંભળ બેન શિખામણ સારી, તે છે સાતર તારીજી રે,
સુખ સંપતિ સત કીર્તિ સેવિશ, માનીશ વાત અમારી; સુણજો
સજનીજી રે. ૧
સજ સઘળાથી પેહેલાં જાગો, પ્રીત સહીતે પ્રભાતેજી રે;
આળસને તો મેલો અળગી, વળગી ન રહો વાતે; સુણ૦ ૨
પ્રારથના પરમેસ્વરની કરી, ઘર ધંધામાં ધશિયેજી રે;
જ્યાં સુણિયે ઉપદેશજ ઉલટો, ત્યાં નહી વાસો વશિયે; સુ૦ ૩

ે નારી વટકારી નઠારી, લડથી લાજ વિસારીજી રે;
તો તેનાથી તુરતજ પાછાં, હઠિયે હિંમત હારી; સુણ૦ ૪
લટક ચટકની ચંચળ ચાલે, ચૌટામાં નહી ચાલોજી રે;
સદ આચરણ વિના સુવરણનો, ઠાઠ ન ઠશિયે ઠાલો; સુ૦ ૬
પાણી પેહેલી પાળ્યો ચણિયે, ભણિયે ગણિયે ભાવેજી રે
ખુબ કરજની ખાણ ન ખણિયે, જેથકી નિદ્રા નાવે; સુ૦ ૭
આવકનો અડસટ્ટો જોઇને, જાવક કરિયે જાણીજી રે;
આવકથી અદકું ખરચે, ઘર ખોવાની નીશાની; સુણ૦ ૮
દિલમાં થઇ મગરૂર ન ડોલે, બોલ ન બોલો બળમાંજી રે;
માન ઘટે અભિમાન ધર્યાથી, ઘટે પ્રતિષ્ટા પળમાં; સુણ૦ ૯
નમ્ર પણામાં અમૃત સરખો, સ્વાદ વસે છે સારોજી રે;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તીખો ખારો; સુ૦ ૧૦
હરખ હમેશ હયામાં ધરિયે, કહિયે કલેશ ન કરિયેજી રે;
માણસનું જીવતર છે મોંઘું, જડે ન નાણે જરિયે; સુ૦ ૧૧
સુધરેલી સુંદરિયો સાથે, નામ ગણાએ જેનુંજી રે;
દલપતરામ કહે દુનિયામાં, ધન ધન જીવતર તેનું; સુણ૦ ૧૨

---

## ઘેલી મુસાફરની ગરબી. ૫

“સામી સાંજના ચોર છપાયા રે લઇ બામણિયાં” એ રાગની.

એક હતી મુસાફર ઘેલી રે, સુણો સાહેલિયો;
તેની આગળ એક તપેલી રે, સુણો સાહેલિયો. ૧
ગઇ રાતની રાખી એઠી રે, સુણો સાહેલિયો;

ઊઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલિયો. ૨
ઘણી રીતે ઘશી ઘશી થાકીરે, સુણો સાહેલિયો;
બહુ ડાઘા રહ્યા તોયે બાકીરે, સુણો સાહેલિયો. ૩
પૂરી રીસે તપેલી ઊપાડીરે, સુણો સાહેલિયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલિયો. ૪
લેઈ પથરો તપેલીને કુટીરે, સુણો સાહેલિયો;
પડ્યાં કાંકાં તપેલી તો ફૂટીરે, સુણો સાહેલિયો. ૫
થયા બપોર ભૂખતો લાગીરે, સુણો સાહેલિયો;
પછો વાસણ માગવા લાગીરે, સુણો સાહેલિયો. ૬
એને વાસણ આપે ન કોઇરે, સુણો સાહેલિયો;
પછી રાગ તાણી ઘણી રોઇરે, સુણો સાહેલિયો. ૭
તોયથે ન તપેલીતો સાજીરે, સુણો સાહેલિયો;
હસે લોકને તે મરે લાજીરે, સુણો સાહેલિયો. ૮
જેથી સ્વારથ આપણો જરિયેરે, સુણો સાહેલિયો:
તેના ઊપર ક્રોધ ન કરિયેરે, સુણો સાહેલિયો. ૯
લાત દુઝતી ગાયનિ ખમિયેરે, સુણો સાહેલિયો:
તેને તજીયેતો દૂધ કયાં જમિયેરે, સુણો સાહેલિયો. ૧૦
કોઇની સાથે ટુંકારે લડિયેરે, સુણો સાહેલિયો;
એમાં આપણે હલકાં પડિયેરે, સુણો સાહેલિયો. ૧૧
સાખી ચાલે તે માણસ મોટુંરે, સુણો સાહેલિયો;
દલે સાચું માનો નથી ખોટુંરે, સુણો સાહેલિયો. ૧૨



## ફૂલણજીની ગરબી. ૬

"વાલા તમારી જોઇને રહીશું વાટરે વાલાજી" એ રાગની

ફૂલણજી તમે ફૂલાવ્યા કેમ ફૂલ્યારે ફૂલણજી,
આ ઊપજ ખરચનો અડસટ્ટો કેમ ભૂલ્યા મારા ફૂલણજી. ૧
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફૂલણજી,
આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફૂલણજી. ૨
ઘર વેચીને ઘી સાકરતો લીધાંરે ફૂલણજી,
આ જમણ સરસ સામો વડિયાથી કીધાં મારા ફૂલણજી. ૩
પીતાંબર પેહેરી પંગતમાં ફરિયારે ફૂલણજી,
આ મનમાં ફૂલ્ય કરી મૂછે કર ધરિયા મારા ફૂલણજી. ૪
વળતો દિવસ થયો કે માગે નાણાંરે ફૂલણજી,
આ નાણાનાંતો નમળે ક્યાંઈ ઠેકાણાં મારા ફૂલણજી. ૫
ફૂલણજી ઊપર અરજી થઈ ત્યાંથીરે ફૂલણજી,
આ જપત થઈ મિલકત કાહાડ્યા ઘરમાંથી મારા ફૂલણજી. ૬
ફૂલણજી તમને જેણે ફૂલાવ્યારે ફૂલણજી,
આ તેતો કોઈ મદદ કરવા ન આવ્યા મારા ફૂલણજી. ૭
ફૂલણજીતો કૂવો સોધવા ચાલ્યારે ફૂલણજી,
આ ગરથ વિના તે અકિણ ન કોઇયે આલ્યાં મારા ફૂલણજી. ૮
જમતી વખત વખાણ ભલાં જે કરતારે ફૂલણજી,
આ એ સહુ હાસ્ય કરે નિંદા આચરતા મારા ફૂલણજી. ૯
એ અવસરતો અધિક વખાણી ચડાવ્યારે ફૂલણજી,
પણ આ અવસરતો બેવકુફ ઠરાવ્યા મારા ફૂલણજી. ૧૦

પેહેરવાને પટકુળ આપ્યા ચંદરવારે ફૂલણજી,
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફૂલણજી. ૧૧
ફૂલણજીની રાંડ રૂવે મોહો વાળીરે ફૂલણજી,
આ ફૂલણજી સીધાવ્યા ટેકો ટાળી મારા ફૂલણજી. ૧૨
ભોળાને નરસી શીખમણ દેશેરે ફૂલણજી,
તે નીસાસાનું પાપ ઘણું શિર લેશે મારા ફૂલણજી. ૧૩
દિલમાં દલપતની શિખામણ ધરજોરે ફૂલણજી,
તો કરજ કરીને નાત વરો નવ કરજો મારા ફૂલણજી. ૧૪

---

## સુધરેલી સ્ત્રી વિશે પદ. ૭

“ઓઠ સગાળસા સાધુને સેવે” એ રાગનું છે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી, ટેક.
નિરમળ નમણાં દીસે નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરતાં, વીણિને લઇએ વેણ. જેને૦ ૧
સ્વામીના ચિતમાં શોક કે ચિંતા, જો જાણે લવલેશ;
હેતે હસાવીને હિંમત આપે, કાપે સમૂળો કલેશ. જેને૦ ૨
પૂછીને જોતાં પ્યારા પતીની, જો મરજી ન જણાય;
પર ઘેરતો શેનું પગલુંજ માંડે, પીયર પણ નવ જાય. જેને૦ ૩
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજનહાર. જેને૦ ૪
સપનામાં કદિ કોઇનો સાથે, ઠઠો કરે નહીં તેહ;
વિનાનું મન પણ નિરમળ, નિરમળ દીસે દેહ. જેને૦ ૫

આપે પ્રભુ એવો વરભવ પામી, પામે પુરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રંચ ન રાખે રોશ. જેને૦ ૬
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનુ જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ. જેને૦ ૭
સ્વામીનો શુધ્ધ સ્વભાવ ગમે, મન રાચે સ્વામીને રૂપ;
પર પતિને તો પથર જેવો જાણે, હોય જો ભારે ભૂપ. જેને૦ ૮
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ શિખે સદાય. જેને૦ ૯
આળસ ઊંઘ અતીશેં ન દીસે, દીસે ઊદ્યોગી અંગ;
ગંદગીતો જેને દિઠીજ ન ગમે, ન ગમે નઠારો સંગ. જેને૦ ૧૦
સ્નેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનિયામાં, સ્વર્ગ ઇચ્છે શા કાજ. જેને૦ ૧૧
પુરણ પુન્યથી પુરૂષ પામે, ઊતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર. જેને૦ ૧૨

---

## ભુંડી ભારજા વિષે પદ. ૮

"રાગ પાછળ પ્રમાણે."

ભાઇયો જેની ભારજા ભુંડીરે, તેને પીડા અંતર ઊંડી. ટેક.
લાજ તજીને લડાઇ કરે, નીત ભાળવા લોક ભરાય;
સારા માણસના ઘરનું વગોણું, જોણું જગતને થાય ભા૦
જેમ બલાડી ઊંદરને જુવે, એમ નાથ સામા કરી નેણ; ૧૦

પગથી તે પ્રગટે માથા લગી, એવાં વાંકાં કાઢે વેણ. ભા૦ ૨
ચાર ઘડી પેઊ ચઊટે ઠળે ત્યારે, સુખ બંનેને થાય;
ઘડિયે આવીને ઘેર બેસે, ત્યારે શેર લોહી સૂકાય. ભા૦ ૩
પોહોર ચડે દીન પોઢીને ઊઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કદી સ્વામી સંઘાતે, બેસી ન બોલે વાત;
ધૂમાડાની પેઠે ધૂંધવતી રહે, રોષ ભરી દીન રાત. ભા૦ ૫
પેઊ થકી તો ઘણીજ પોતામાં, સમજણ જાણે સદાય;
દૈવ થાકે તો મનુષ્યના સુખની, શિખામણે શું થાય. ભા૦ ૬
પંડિત શાસ્ત્ર ભણેલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહાના, તેજ ટુંકારા ખાય. ભા૦ ૭
જેને વિતી હોય તે નર જાણે, આણે બિજા અહંકાર;
ડાપણનો દલમાંહી કદી, કોઈ ગરવ ન કરશો લગાર. ભા૦ ૮



## શિયળનું ધોળ. ૯

(શિયળ એટલે વ્યભિચાર ન કરવા વિષેનું)

"બૌચર ભલે આવીયાં" એ રાગનું છે.

સુણો સમજુ સકળ નર નારીયો,
મોટો શિયળ તણો મહિમાય, શિયળપાળો સ્નેહથી.
જે કોઈ શિયળ સારી રીતે સાચવે,
સરવે સુફળ મનોરથ થાય, શિયળ પા૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીયે,

શોભા સરસ શિયળ શણગાર, શિયળ પા૦
જેવાં નકટાંને ભૂષણ નાંખીયાં,
એવાં શિયળ વિના નરનાર, શિયળ પા૦ ૨
વધે લાજ અધિક ઠિક લોકમાં,
પર લોકમાં મુક્તિ પમાય, શિયળ પા૦
સુખ સંપતી શિયળથી સેવીએ,
રીઝે જગ કરતા જગરાય, શિયળ પા૦ ૩
માટે શિયળ સરવ વિધે સાચવો,
તજો કામી હરામીનો સંગ, શિયળ પા૦
જરિયે ડરિયે ન મરણના ડર થકી,
ભારે ડરિયે શિયળ થતે ભંગ, શિયળ પા૦ ૪
તજી લાજ ખે અદબી ન બોલીએ,
નહિ ડોલિયે મદ છક માંહિ, શિયળ પા૦
નીચી નજરે સરલ રીતે ચાલીએ,
હાંશી મશકરી કરિયે ન કાંહિ, શિયળ પા૦ ૫
ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા,
તેનું દાટિયે માટીમાં મુખ, શિયળ પા૦
તજવી તજવી સોબત નિત્ય તેહની,
જેણે લજવી જનેતાની કૂખ, શિયળ પા૦ ૬
ભણવું ગણવું તો તેહનુ ધન્ય છે,
જેણે કુળને લગાડે ન ડાગ, શિયળ પા૦
ભણી ગણીને જે શિયળ ન સાચવે,

એના ભણતરમાં ઊઠી આગ, શિયળ પા૦ ૭
હૈયા ફુટ્યા બોલે બોલ હાંશીએ,
દેખી ફાંશીને નાશીએ દુર, શિયળ પા૦
શિક્ષા સુંદર દલપતરામની,
જાણી કામની શિખો જરૂર, શિયળ પા૦ ૮



## સંપ વિષે રાગ હોરી. ૧૦

"રંગરેજ ચુનર મોરી રંગદે" એ રાગની છે.

ગોરો વશિયે સદા સંપ કરીને,
જોને ગયા તે દિવસ નહિ દેખીયે ફરીને. ટેક.
ક્લેશતો લેશ કદાપિ ન કરિયે,
હેતે સંભારી હરીને; જોને. ૧
માનવિમાં મોટી કીરતી મેળવિયે,
ઉચાં આચરણ આચરીને; જોને. ૨
સંપની સંપત્તિ સંચીયે સગળી,
દિલમાં કુસંપથિ ડરીને; જોને. ૩
સંસારનું સુખ પામિયે સરસુ,
મુક્તિ મળે વળિ મરિને; જોને. ૪
જાનકી, દ્રૂપદી, ને કુંતાજી સતિયો,
વરતો એને અનુસરિને; જોને. ૫
ક્લેશી મનુષ્ય સુખ કોઇને થવાદે ન,
સ્થિર ન બેસે પોતે ઠરીને; જોને. ૬

નિઅમર્ તાપ ન રાખિયે તનમાં,
મનમાં ધરિજ ઘણી ધરીને; જોને. ૭
હેતથી હળિમળિ હરખમાં વશિયે,
વહુવર વિગતિથી વરીને; જોને. ૮
પૂરણ રાખિયે પ્રેમ પરસ્પર,
તે નહિ જાય ઊતરીને જોને. ૯
ટાળિયે તનના સંતાપને ચિંતા,
એક બીજાને ઊચરીને; જોને. ૧૦
સુખની ઘડી કેમ દુખમાં ગમાવે,
ભાવે બોલો ખુશી ભરીને; જોને. ૧૧
દલમાં વીચારીને વિગતે શિખામણ,
શિખે તો સારી સુંદરીને: જોને. ૧૨

---

## ભણવાના હરખ વિષે ગીત. ૧૧

"રૂકમણી અંબીકા પૂજવા ચાલી" એ રાગનું.

સૈયર આવોને ભણવા નિશાળે,
દયા કીધી છે દેવ દયાળે. ૧
આપણે ભણવાની થઇ હવે છુટ્ટી,
થાક્યા દુરિજન ડાપણ કુટી. ૨
ઘણું જીવો સોસાયટી સારી,
જેણે દેશમાં વિદ્યા વધારી. ૩

સૈયર આજ આનંદની એલી,
ભણિયે અંગથી આળસ મેલી. ૪
આજતો મોતીડે મેહુલા વુઠ્યા,
ત્રણ લોક તણા નાથ તૂઠ્યા. ૫
લેયે લખણ પડીયોને પાટી,
દેખી દુરિજન છો મરે ફાટી. ૬
હેત હૈડામાં માબાપે આંણ્યાં,
દિલમાં દિકરા જેવાં કરી જાણ્યાં ૭
તેથી છાંણ વાશીદાં છોડાવી.
ભાવે ભણવા બેસાર્યાં છે આવી ૮
ભણિ ગણિને શિખામણ લેશું,
માત તાતને આશીષ દેશું. ૯
સઘળી વાતનો થાશે સુધારો,
દલમાં દીન દયાળ સંભારો. ૧૦



## અજવાળી રાત્રે કુદડી ફરીને ગાવાની ગરબી. ૧૨

"સાંભળ સૈયર વાતડી, ઊતમ આસો માસ" એ રાગની.

આવો સૈયર ભલે આવિયાં, ઘણે હેતે અમઘેર;
બેંનો બીજીને લાવિયાં, મુજપર કીધી મેહેર. ૧
રૂડી પુનમની રાતડી, પ્રગટ્યો પૂરણ ચંદ;
દેખી શિતળ થઈ છાતડી, થયો અધિક આનંદ. ૨
આ જો ઊંચે અસમાનમાં, તારા મંડળનાં તેજ;

સમજાવેછે સાનમાં, ઇશ્વર મહિમા એજ. ૩
જેવી જમીન છે આપણી, તેવી જમીન તે જાણ,
પણ ન ભણેલી પાપણી, એ થકી છેક અજાણ. ૪
ચંદ્ર જુવો અનુગાઇથી, માંહી કાંઈ છે કાળાસ;
એ પરવત ઊંચાઇથી, છાયા પડી તે પાસ. ૫
આ સસલાનો અંકછે, કેતા પુરૂષ પ્રખ્યાત;
કાંતો કાંઈ કલંકછે, વેહેમી મનુષ્યની વાત. ૬
દુરબીન લેઇને દેખીયે, જોતાં જુગતી જણાય;
પરવત નદિયો પેખિયે, અદભુત અચરજ થાય. ૭
તારા અનેક આકારના, દુરબીનમાં દેખાય;
જોતાં જગત કરતારના, મહિમા ખુબ મનાય. ૮
ચારે દિશાયે ચંદ્રનાં, પડ્યાં કિરણ પ્રખ્યાત;
આજ ઘડી આનંદની, રમતાં સરખી રાત. ૯
ગાઇએ મળી મેદાનમાં, પ્રીતે રૂડી પેર;
તાળી પાડીને તાનમાં, ફરિયે ફુદડી ફેર. ૧૦
ફરો ફરે જેમ ફાલકી, અકડ ન રાખો અંગ;
એક બજાવે બાળકી, મધુરે રાગ મૃદંગ. ૧૧
મોટો ઊછવ રેહેશે મચી, ઠઠ જામી આ ઠામ;
ગાવા રસિક હેથે રચી, ગરબી દલપતરામ. ૧૨

---

## સાહેલીને શિખામણની ગરબી. ૧૩

એક મારી શિખામણ સારીરે; સાંભળો સાહેલી,
કહું તાળી પાડી પોકારીરે; સાંભળો૦ ૧

જેણે સઘળી શિખામણ લીધીરે સાંભળો૦
તેણે કીર્ત્તિ અવિચળ કીધીરે સાંભળો૦ ૨
જેણે લાજ તજીને લોભ સાધ્યોરે સાંભળો૦
જેણે નાક કપાવિ ગોળ ખાધોરે સાંભળો૦ ૩
જેણે સાસુ સંગાથે રાડ થાપીરે સાંભળો૦
તેણે બેસવા તણીજ ડાળ કાપીરે સાંભળો૦ ૪
જેણે મિઠા મિઠા બોલ શિખિ લિધારે સાંભળો૦
તેણે વેરી વાલાને વશ કીધારે સાંભળો૦ ૫
જેણે આળસ અંગમાં આણીરે સાંભળો૦
એતો વાટે ઘાટે વગોવાણીરે સાંભળો૦ ૬
જેણે ડાટેલી વાતો ઊખેડીરે સાંભળો૦
તેને જાણો કુંભારની ગધેડીરે સાંભળો૦ ૭
ફાટે મ્હોડે બોલે વાત ભુંડીરે સાંભળો૦
એતો લશકર માંહેલા લુંડીરે સાંભળો૦ ૮
જેણે ભાવથી ભણતર લીધુરે સાંભળો૦
તેણે કામ વિચારથી કીધુરે સાંભળો૦ ૯
જગમાં તે જન ઘણું જીવોરે સાંભળો૦
જેના દલમાં જ્ઞાનનો દીવોરે સાંભળો૦ ૧૦

---

**હિંદુઓની સ્ત્રીઓને ભણવા વિષે ગરબી. ૧૪**

"લાલ હંબોડા" એ રાગની.

તમે ભણો ભલી ભાત, બાઈ હિંદુવાણી;

રહો સુખી દીન રાત, બાઈ હિંદુવાણી. ૧
જેથી દુષ્ટ બુદ્ધિ જાય, બાઈ હિંદુવાણી;
સ્થિર સારી બુદ્ધિ થાય, બાઈ હિંદુવાણી. ૨
રાખો સંપ સગા માંહી, બાઈ હિંદુવાણી;
નહીં કલેશ કરો કાંહી, બાઈ હિંદુવાણી. ૩
સુખ સંપમાં સદાય, બાઈ હિંદુવાણી;
ગુણવંત એમ ગાય, બાઈ હિંદુવાણી. ૪
શિખો સારાં કામ કાજ, બાઈ હિંદુવાણી;
વધે લોક માંહે લાજ, બાઈ હિંદુવાણી. ૫
તજી પીયરમાં પ્રીત, બાઈ હિંદુવાણી;
રહો સાસરે શુ રીત, બાઈ હિંદુવાણી. ૬
કોઈ કરે સારો બોધ, બાઈ હિંદુ વાણી;
સુણી કીજીયે ન ક્રોધ, બાઈ હિંદુ વાણી. ૭
ભજો અકળ અભેવ, બાઈ હિંદુ વાણી,
દલપત તણો દેવ, બાઈ હિંદુવાણી. ૮

---

## જન્મ સમાનું ગીત. ૧૫

"મામેરૂ મોસા મુલનું" એ રાગનું છે.

જીરે આજની ઘડી રૂડી જાણીયે,
રાજા દશરથનો હરખ ન માય કુંવર જાયો રાણીયે;
જીરે શોભા સરસ શી વખાણીયે,
વાજા તરફ વધામણી જાય, કુંવર જાયો રાણીયે. ૧

જીરે તરિયા તોરણ ટોડે બાંધીયાં,
ગાય માંનનો મંગળ ગીત, કુંવર જાયો રાણીયે;
જીરે મીઠાં ભોજન ભલાં રાંધિયાં,
તેડયાં સ્નેહિ સગાં રૂડી રીત, કુંવર જાયો રાણીયે. ૨
જીરે સાકર વેંચેછે સેવેન,
વાજે ઢાલ નગારાં નિશાન, કુંવર જાયો રાણીયે;
જીરે રાજા પોતે તજી ગર્વને,
પ્રીતે વેંચેછે ફોફળ પાન, કુંવર જાયો રાણીયે. ૩
જીરે માળો લાવ્યો ફુલ છાબડી,
ગુંથ્યા હાર તોરા ગાઢા ગુચ્છા, કુંવર જાયો રાણીયે;
તાતે દાન દિધાં ઘણાં તે ઘડી,
ગણ્યાં સેંકે નાણાં તેતો તુચ્છ, કુંવર જાયો રાણીયે. ૪
જીરે બંધ છુટયા બંધીવાનના,
કોઇને રંચ રહ્યા નહિં શોક. કુંવર જાયો રાણીયે;
જીરે રાગ થયા રૂડા ગાનના,
આવે મળિ મળિને ટોળે લોક, કુંવર જાયો રાણીયે, ૫
જીરે ભાટ ચારણને ભલાં ભલાં,
આપ્યાં શેલાં પાઘડી શીરપાવ, કુંવર જાયો રાણીયે;
દિસે મેડી જરૂખ્યાં ઝળાં મળાં,
કીધા કેસરના છંટકાવ, કુંવર જાયો રાણીયે. ૬
જીરે ફોરે કસ્તુરીને કેવડો,
ચંપા જાય ચંબેલી ગુલાબ, કુંવર જાયો રાણીયે;

જીરે હરખ વધ્યો વિવા જેવડો,
મેલી મંડપમાં ફુલ છાબ, કુંવર જાયો રાણીયે. ૭
જીરે શેરી વળાવીને સજ કરી,
રોપ્યા આંગણે કેળોનાથંભ, કુંવર જાયો રાણીયે;
જીરે દ્વારે પતાકા ધજા ધરી,
ધર્યા ઝળકતા કનકના કુંભ, કુંવર જાયો રાણીયે. ૮
જીરે શેરી વચ્ચે ફુલ વેરિયાં,
શણગારી શોભાવ્યું છે ગામ, કુંવર જાયો રાણીયે;
સોના છરિયે તે નાળ વધેરિયાં,
દીધા દાઇને મ્હો માગ્યા દામ, કુંવર જાયો રાણીયે. ૯
આપે આશિષ અધિક ઉમંગથી,
ધરી પ્રેમથી પ્રેમ અપાર, કુંવર જાયો રાણીયે;
ભલે ઉપજ્યો અવધ પતિ અંગથી,
ઘણું જીવો કૌશલ્યા કુમાર, કુંવર જાયો રાણીયે. ૧૦
કરજો માત પિતાની સેવા ઘણી,
કરો પ્રેમથી પર ઉપકાર, કુંવર જાયો રાણીયે;
ભલો ભાગ્યશાળી ભૂમીમાં બણી,
રાજ્ને લાખો પ્રજા પાળનાર, કુંવર જાયો રાણીયે. ૧૧
કીર્તિ દેશ વિદેશે વધારજો,
નવા ખંડમાં રાખજો નામ, કુંવર જાયો રાણીયે;
તારા સંકલ્પ દેવ સુધારજો,
દે છે આશિષ દલપતરામ, કુંવર જાયો રાણીયે. ૧૨

## ભરત ચિત્ર શિખવવાની ગરબી. ૧૬

"અલબેલીરે અંબે માત જોવાને જઇયે." એ રાગની.

આવો આવોરે શિખિયે આજ, ભરતજ ભરવાને;
લાવો લાવોરે સગળો સાજ, ચિતર ચિતરવાને. ટેક.
ચિતર ચિતરવાને ભરતજ ભરવા, માત પિતા મન હરવારે;
જગ કરતાના કરતવ્યને કાંઈ, કાંઈ ઊત્તેજન કરવા; ભરતજ૦ ૧
પોપટ ચિતરોને, પાંજરૂ ચિતરો, ચિતરો ગાયો ચરવારે;
ફુલ ઝાડે તો ફુલડાં ચિતરોને, ચિતરો આંબે મરવા; ભરતજ૦ ૨
ચતુર મનુંષ્યનાચેરા ચિતરો, સજ્જનને સાભરવારે;
ચિતરો મંડપ ચોરી મધ્યે, વર વહુ બેઠા વરવા; ભરતજ૦ ૩
ભણતર ભણતી કુંવરી ચિતરો, શિખતી પાઠ સુધરવારે;
પનઘટની પાણિયારી ચિતરો, હોય જતી જળ ભરવા; ભરત૦ ૪
નિર્મળ જળની નદિયો ચિતરોને, ચિતરો ગિરિ ગરવારે;
નાટક શાળામાં નટ ચિતરોને, ચિતરો નરપતી નરવા; ભ૦ ૫
પરવતના પાયામાંથી જે ઝરણા લાગે ઝરવારે;
તે ચિતરીને હિમગિરિ ચિતરો, ઠંડકથી જળ ઠરવા; ભરત૦ ૬
શીતળ વાયુ વાય શિયાળેને, લાગે પાન વિખારવારે;
વૈશાખે વનવેલી ફુલેને, જળ વરશે ભાદરવા; ભરતજ૦ ૭
ચિતરોને શજની મોતની મુર્તિ, દુષ્ટ કરમથી ડરવારે;
ભાવે પ્રભુના ભજનિ ચિતરોને, અવસર અંત ઊગરવા; ભ૦ ૮
રતન સહિત-રતનાગર ચિતરોને, ચિતરો નાવ ઉતરવારે;
સુત ધરાવતી સુંદરી ચિતરો, પ્રીતે પુત્ર ઊછરવા; ૯

ઝમરૂખ ચિતરોને હાંડીયો ચિતરો, જાય જાજમ પાથરવારે;
ખુબ સુરતની છબિયો ચિતરો, રંગ મોહોલમાં ધરવા; ભર૦ ૧૦
વધ વિચનાં કાંઈ વાસણ ચિતરો, ઘરમાં ઘણું વાપરવારે;
ગાડિ બગીને ચાગટ ચિતરો, સાંજ સવારે ફરવા; બાલતજ૦ ૧૧
ચિતર થકી ચિત ચિંતા ટળવા, શોક સકળ પર હરવારે;
દલપતરામ કહે દુનિયામાં, સુખથી દિવસ નિસરવા; ભર૦ ૧૨

---

## લગનમાં ફટાણા ન ગાવા વિષેનું ગીત. ૧૭

"ચોગઠામાં ઘરમરો ફુલતો મેવા ડંબર ગાજે" એ રાગની.

આવો સૈયર બાઇ બેનડી, ગાઇયે ગીત રૂપાળાં;
મંડપમાં મેલો દીવડા, ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
સોનાનો સુરજ ઊગિયો, આજ દિવસ દીવાળી. ૨
ગાઇયે ગીત ભલાં ભલાં, વેવાણોને હરખિયે;
બોલ એ અવળી ન બોલિયે, જેથી જાત લજવીયે. ૩
કોળી નાળીના કુળની, એતો ગાય નઠારૂં;
આપણ ઉત્તમ જાતનાં, નહિં ગાઇયે નઠારૂં. ૪
જાતને ભાતતો જાણિયે, બોલે બોલ જે ઘડીયે;
બોલે નઠારૂંતો નાયકા, એમાં આપણાં ન પડિયે. ૫
ઊત્તમ જાતની ઓરતા, ખોટું ગાતાં લજાશે;
મધ્યમ જાતની માનનો, ગીતે મશકરી ગાશે. ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એબ ન ખોલો;

જરૂર ફટાણાની હોયજો, કહુ એટલું બોલો.
વેવાણને કરો વાંદરી, ગાંડ પુંછડે વાળો;
વેરાગી કહિયે વેવાઈને, કાંપે કામણો કાળો. ૮
એથી અધિક વિધે બોલરે, લોગી જાતમાં ભળવા;
બાપ ભાઈ બેઠાં સાંભળે, જેવા વેરઆના ભડવા; ૯
ધીક પડયો આવાર એ, શબ્દ શુ કહિયે જાદા;
કામની નહિ એતો કુતરી, ગરદ નહિ એતો માદા; ૧૦
સારી શિખામણ ગાઈયે, જેથો રામજી રીઝે;
દશકત દલપતરામના દિલમાં નથી લોકે. ૧૧

---

## રૂસણું તોડવાની ગરબી. ૧૮

"હુતો ઈશ્વરને પૂજવાને નીસરીરે લોલ, ચોખ્ખા કંકાવટી વીસરીરે લોલ." એ રાગની.

કહુ તે સખી તું કોઈને કહીશમાંરે લોલ, કાલે રહ્યાતા કંથ રીસમાંરે લોલ; એકે બોલ ન આવ્યો મારા ઉચ્ચારમાંરે લોલ, તે ઘડીયે હું પડી વિચારમાંરે લોલ. ૧

શાને માટે રિસાયો જાયો સાસુનોરે લોલ, આંખે પ્રવાહ વહ્યું આંસુનોરે લોલ, ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લોલ, ભુલી શરીર કેરા ભાનનેરે લોલ. ૨

દિઠે ફુલ થાય શુળતો શરીરમાંરે લોલ, હેત ગયું તુટિ હીર ચીરમાંરે લોલ, મને શુળી સમાન લાગ્યું સાસરૂરે લોલ, સુજે નહિં જે શું કરૂરે લોલ. ૩

જમુર ચડયો ચાંદો આકાશે ભલા ભાગ્યનોરે લોલ, ભડકો ઉઠયો તે જાણું આગનોરે લોલ; મેના પોપટ જે બોલે મુખે મીઠડારે લોલ, દુખમાં મેં શત્રુ જેવાં દીઠડારે લોલ. ૪

ભાસે વાડીતો ઝાડી ભયંકાર શોરે લોલ, આંખોના પાટા જેવી આરસીરે લોલ; હું તો ઊઠી જઈ બેઠી દીવા આગળેરે લોલ, કાંઈક પડી નજર ત્યાં કાગળેરે લોલ, ૫

કીધી શોધતો સ્ત્રીબોધનું ચોપાનિયુંરે લોલ, વાંચવા તે મારૂં મન માનિયુંરે લોલ; ગરબી રૂશણ્ તોડયાની રૂડા રાગમાંરે લોલ ભાળી રૂપાળિ છેલા ભાગમાંરે લોલ. ૬

લેઈને ગાવા લાગી હું જીમે જે ઘડીરે લોલ, ત્યાથી ઉઠીને આવ્યા તે ઘડીરે લોલ, હેત આંણી વખાણી વાણી બોલીયારે લોલ, દિલમાં હરખીને ઘણું ડોલીયારે લોલ. ૭

જાંણુ ધનરે ઘડીને ધન રાતડીરે લોલ, છુટયો કલેશ ઠરી છાતડીરે લોલ; ભલે આવ્યો આકાશ ચઢી ચંદનુરે લોલ, આપે છે આજતો આનંદનુરે લોલ. ૮

એમ વાંચે સ્ત્રી બોધ બોધ ઉપજ્યોરે લોલ, ભાઈરે કવી તારૂ ભલુ થજ્યોરે લોલ; ગરબી સાંભળીને રાખશે જે રૂસણુરે લોલ, પાપ તેને માથે પૃથ્વી તણારે લોલ. ૯

એમાં બુદ્ધિ વિશેષવાળું જે હશેરે લોલ, તુર્ત તે અબોલા તજી બોલશેરે લોલ; વીતી વાર તે લગાર નાવે વાળિનેરે લોલ, સંપે વસો સદા સંભાળિનેરે લોલ. ૧૦

નથી વસવું મળીને વર્ષ સો ખસેરે લોલ, પંખીના મેળા

નીં પેઠ દશેરે લોલ; નહિ કયારે કલેશ લેશ કીજીયેરે લોલ, ત્યારેથી પ્રેમરસ પીજીયેરે લોલ. ૧૧

મહારાજા ધિરાજ તેથી રીજશેરે લોલ, નહિતો ખરેખરા તે ખીજશેરે લોલ; રૂદે રાખો રૂડાં દલપતરાંમનાંરે લોલ, કોટી પ્રકારે કેણ કામનારે લોલ. ૧૨

---

## સુભદ્રાની કંકોતરી. ૧૯

"રાગ ધોળ"

કંકુ છાંટી કંકોતરી મોકલે,
કોડે કહાવે સુભદ્રા બેહેન: વીરા વેહેલા આવજો.
શ્રી કૃષ્ણ બળદેવ બે બંધવા,
તમ આવ્યે થશે સુખ ચેન; વીરા વે૦ ૧
ભાઇ ભત્રિજા સરવે શોભાવે છે,
છે પવિત્ર પિતા વસુદેવ; વીરા વે૦
જગત જનેતા દેવકીને રોહણી.
આવજો સરવે મળી તતખેવ; વીરા વે૦ ૨
પનોતો પીયર પરીવાર છે,
જોતાં વાધે છે ઝાઝો સ્નેહ; વીરા વે૦
દુખ જાશે સૌ દેહનાં દેખતાં,
દેશ દેશમાં વખણાશે તેહ; વીરા વે૦ ૩
ભય ભંજન મારી ભાભીયો,
સોળ સહસ્રને એક સોનેઆઠ; વીરા વે૦

રૂડી રૂકમણીને રે રેવતી,
જુવો ઠાકોરજી કેરો ઠઠ; વીરા વે૦ ૪
વેદવંતા વિપ્ર સાથ લાવજો,
બીજી વરણ ઊત્તમ તે અપાર; વીરા વે૦
સંગે જાદવ સઘળાંને લાવજો,
ભવજળના તારણ તરનાર; વીરા વે૦ ૫
મેં તો પ્રેમે શું પગલાં માંડીયાં,
રૂડો જગત ગરૂ તાજ સોય; વીરા વે૦
પાંચ પાંડવ છે વીર તમ તણાં,
તેનું જેમ કલ્યાણ હોય; વીરા વે૦ ૬
તમ વગર મારે તો કોઈ નથી,
ધર્મવંતને ગુણના છો ધામ; વીરા વે૦
વીરા વેગે વહેલા પધારજો,
તમ આવેથી સરશે કામ; વીરા વે૦ ૭
એક જીહ્વાએ કેમ કરી વરણવું,
શેષ સરખા ન પામે પાર; વીરા વે૦
થોડું કહાવ્યું ઘણું કરી માનજો,
છોજી નોધારાંના આધાર; વીરા વે૦ ૮
વાંચી પત્રિકા વેહેલા પધારજો,
કોડ કુટુંબ લેઇને સાથ; વીરા વે૦
કંકોતરી લખીને કાલિયું,
આપ પવિત્ર છો વિશ્વના નાથ; વીરા વે૦ ૯

મારા સસરાને ડગલાને ડોઠીઓ,
મારી સાસુને દખણીનાં ચીર; વીરા વે૦
મારા જેઠને લાવે જોડ ધોતીયાં,
જેઠાણીને જાદરનાં ચીર; વીરા વે૦ ૧૦
મારા દીયરને લાવે વીરા પામરી,
દેરાણીને છાયલની જોડ; વીરા વે૦
મારી નણદીને લાવે વીરા ચુંદડી,
નણદોઇને પેહેરવા જામ; વીરા વે૦ ૧૧
મારી ધેડીને લાવે વીરા ઢીંગલાં,
કુંવરાયાને રાતડા ગોળ; વીરા વે૦
મારા કુટંબને લાવે વીરા કાંચળી,
પાડોશીને નાળિયર જોડ; વીરા વે૦ ૧૨
મારે અરથે લાવે ઘરચોળડાં,
માથે બતરીગ ભમરીનો મોડ; વીરા વે૦
વીરા ઘરના ધણીને ઘોડો હંસલો,
જેનાં મોતીડે જડાવ પલાણ; વીરા વે૦ ૧૩
વીરા એટલી સંપત હોય તો આવજો,
નહિ તો રેહેજો તમારે ઘેર; વીરા વે૦
મારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા,
એક નાવ્યો મારી જાયો વીર; વીરા વે૦ ૧૪
હું તો ઊંચી ચડુને હેઠી ઉતરૂં,
હું તો જોઉં મારા વીરાની વાટ; વીરા વે૦

વીરો ક્યારે ગાજ્યોને ક્યા ગડવડ્યો,
ક્યાં વરસ્યો અસાડો મેહ; વીરા વે० ૧૫
મારી નણદી તે મસરકાં બોલીયાં,
ભાભી નાવ્યો તમારો વીર; વીરા વે०
મારો દીયર વધામણી લાવીયો,
ભાભી આવ્યો તમારો વીર; વીરા વે० ૧૬
વીરો દ્વારિકાં ગાજ્યોને ગોકુળ ગડવડ્યો,
હસ્તીના પુર વરસ્યો મેહ; વીરા વે०
હવે રણમાં તે ભાલા ઝળકીયા,
વળી ક્યાં ધોરડીનાં શીંગ; વીરા વે० ૧૭
હવે ઝળક્યાં વીરા માંથે મોળીયાં,
હવે ઝળકી ભાભી માંથે છાબ; વીરા વે०
વીરો આવ્યાને વાડિયેરે ઊતર્યા,
મારી બેહેનાને તેડવા જાઓ; વીરા વે० ૧૮



જ્યારે રામચંદ્રજી તથા લક્ષ્મણજી વનવાસ ચાલ્યા ત્યારે સીતાજીયે કહ્યું કે હું પણ સાથે આવાશ, તે સમે રામચંદ્રજીયે કહ્યું કે, તમે પિયર જાઓ અથવા અહીં રોહો.
તે વિષેનું ધોળ. ૨૦

"મામેરૂં મોઘા મુલનું" એ રાગનું, પણ તેમાં એક દોંઢ જાતી વળે છે.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતા, સતી સીતાને આવતા સાં

થ; કહે રઘુનાથ, પધારો પીયર પ્યારી.

નહિતો અહિં રહો સસરાના રાજમાં, હેતે હળિ મળિ સાસુ સંગાથ; નહિતો જોડી હાથ, પધારો પીયર૦ ૧

અમે વસ્તીમાં નહિ વસિયે વીનતા, અમે કરશું જઈ વનવાસ, તમે પામો ત્રાસ, પધારો પીયર પ્યારી.

... રથ કે ઘોડુ નહિ રાખીયે, નહિ રાખીયે દાસી કે દાસ; ... અમ પાસ, પધારો પીયર પ્યારી. ૨

તમે કોશનો પંથ કિધો નથી, ચરણે ચાલવાથી પામો થાક; લીટી એચો નાક, પધારો પીયર પ્યારી.

અમે વનફળ ખાઈ ખુશીમાં રેહેશુ, કોઈ દીવસે તો કેવળ શાક; વિના લુણ પાક, પધારો પીયર પ્યારી. ૩

વનમાં નથિ મંદીર નથી માળીયાં, નથિ પોહોડવાં કાજ પલંગ; રંગીત નવ રંગ, પધારો પીયર પ્યારી.

કરશું ઘાસ કે પાનની ઝૂંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ; એમાં શો ઉમંગ, પધારો૦ ૪

વનમાં હીરનાં ચીરતો નહી મળે, વનમાં નહિ મળે ફુલેલ; કે તેલ ધુપેલ, પધારો૦

વનમાં નહિં મળે શાણી સાહેલીયો, કરશો કે સંગે આનંદથી ખેલ; ઉમંગ ભરેલ, પધારો૦ ૫

ઊષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાશ; જ્યારે જેઠ માસ, પધારો૦

વરસે મેઘને ઝબકશે વીજળી, તવે ટાણેતો તરૂ તળે વાસ;

નહિ છત્ર પાસ, પધારો૦ ૬

વનમાં ઘાતકી રેહેછે ગભાસ ઘણા, ચારે તરફ ફરે બહુચોર;
જેનું ઘણું જોર, પધારો૦

વનમાં વાઘ વરૂને વાંદર જેવાં, ઘણાં વિચરે જનાવર ઘોર;
ખચે નહિ ઢોર, પધારો૦ ૭

મોટા પરવત દેખીને માનની, તમે નજરે જોયા નહિ જાય;
દોડે ખાવા ધાય, પધારો૦

તમે રાજ કંન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય, પધારો૦ ૮

ઘરમાં અંધારૂં દેખી ડગે ઘણું, નથી નિસરાં કદી ઘરબાર;
છો નાજુક નાર, પધારો૦

તમે છોટી ઊમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠાં લગાર;
તમે કોઇવાર, પધારો૦ ૯

પરણી આવીને પીયર ગયાં નહિ, તમને ઇચ્છે છે માય;
ચોપે ચિત ચાય, પધારો૦

રાજા જનકજી તમને ઝંખે ઘણા, તેના સંદેસા આવે રોજ;
તેડાં પાછાં જાય, પધારો૦ ૧૦

ભાત ભાતના ભોજન ભાવતાં, તમને મોકલશે મહિપાળ;
પુરાવીને થાળ, પધારો૦

અમે અવધે ફરી જ્યારે આવીશું, લેશું સ્નેહે તમારી સંભાળ;
ત્યારે તતકાળ, પધારો૦ ૧૧

રૂડી મિથિલા પુરી મન માનની, તેમાં પામશો પરમ વી

રામ; છે બાપનું ગામ, પધારો૦
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શ્યામ;
કહે રાજા રામ, પધારો પીયર પ્યારી. ૧૨

## પછી સીતાજી બોલ્યાં તેનું ધોળ. ૨૧

"રાગ ઉપર પ્રમાણે"

એવું સાંભળીને સીતાજી કહે, શુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાલા કહો, તેતો બોલ લાગે તીખા બાણ;
રૂવું ફુગ બાણ, સાથે રાખો૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂ, તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ, સાથે રાખો૦
તમે જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂ વેશ;
જટા કરૂં કેશ, સાથે રાખો૦ ૨
સ્વામી તમેરે સુખીતો સુખ માહરે, તમે દુખમાં તો દુખ
મારે દેહ; એમાં શો સંદેહ, સાથે રાખો૦
જે કોઈ પરણ્યા પછી રહે પિયરમાં, અવતાર બળો તેહ
એહ મુવા જેવી તેહ, સાથે રાખો૦ ૩
સ્વામી તમવિના મંદિરને માળીયાં, ભાસે પરવત મોટા સમાન;
વસ્તી તો વેરાન, સાથે રાખો૦
મહા વનમાં ભરી વસ્તિ ભાસશે, જ્યારે પામીશ દરસન દાન;
કૃપાના નિધાન, સાથે રાખો૦ ૪

સાસુ સસરોને માત પિતા સઊ, ભલે જીવો કરો રૂડાં રાજ; મને મહારાજ, સાથે રાખો૦

સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ; કેનું નથી કાજ, સાથે રાખો૦ ૫

સાચુ સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથિ સગળો સંસાર; કુટંબ પરિવાર, સાથે રાખો૦

મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લુનાર; કે એકે આધાર, સાથે રાખો૦ ૬

કાયા પ્રાણ થકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક; જીવું તજી ટેક, સાથે રાખો૦

જો કોઇ જળથી જુદી પડી માંછલી, રાખે દુધમાં કરિને વિવેક; જીવે પણ એક, સાથે રાખો૦ ૭

તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાટ; હવેલીના ઠાઠ, સાથે રાખો૦

મને હીરનાં ચીર ગમે નહી, મને ન ગમે ઘરેણાના ઘાટ; મટાડો ઊચાટ, સાથે રાખો૦ ૮

હુંતો તમને દીઠે થાઊં દેખતી, અણ દીઠે તો આંધળી ભીંત; જનમની એ રીત, સાથે રાખો૦

મેંતો સ્નેહ તોડ્યો સર્વ લોકથી, બાંધી તમ સંગે પુરણ પ્રીત; ચોરાવ્યું છે ચિત, સાથે રાખો૦ ૯

જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિષ વિષનાં પકવાન; તે વિખના નિશાન, સાથે રાખો૦

કરિયે ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન; તે મેવા સમાન, સાથે રાખો૦ ૧૦

પડશે તડકાને તાપ વૈશાખના, એતો જાણીશ ચંદ્ર પ્રકાશ; રહી તમ પાસ, સાથે રાખો૦

મુજને મેલી જો પંથે પધારશો, આવી મળવાની ધરશો ન આશ; નિશ્ચે પામુ નાશ, સાથે રાખો૦ ૧૧

કરતિ વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઇને નીરાશ; કહે સીતી સ્વાસ, સાથે રાખો૦

દયા કરો દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાશ; જાતાં વનવાસ, સાથે રાખો સ્નેહથી. ૧૨



રામચંદ્રજીએ સીતાજીને કાગળ લખ્યો તેનું ધોળ. ૨૨

"માંમેરૂ મોંઘા મુલનું" એ રાગનું.

સ્વસ્તિ શ્રીપૂરી લંકાં સોહામણી, જ્યાં રાજેછે જનક કુમારી; પ્રીતમ લખે પ્યારીને.

રહો અખંડ એવાતણ તમતણું, એવી આશીષ વાંચો અમારી; પ્રીતમ લખે પ્યારીને. ૧

ગોરી દૈવના જોગે જુદાં પડયાં, પણ પ્રાણ મારા તુજ પાસ; પ્રીતમ લખે પ્યારીને.

બેસું બાગ બગીચે કે બંગલે, રહું તમવિના અધિક ઉદાસ; પ્રીતમ લખે પ્યારીને. ૨

તારો સ્નેહ ઘડિયે ઘડી સાંભરે, તારો ભાવ ભુલ્યો કેમ જાય;

પ્રીતમ લખે પ્યારીને.

તારા હેતથી હૈડું ભરાયછે, તતો લેખણથી ન લખાય; પ્રીતમ લખે પ્યારીને. ૩

મારે અર્થે તમે બાળપણ થકી, તજ્યાં સઘળો પીયર પરિવાર; પ્રીતમ લખે પ્યારીને.

મારા લેશ વચન નથી લોપીયાં, નથી કોપીયાં કદીએ લગાર; પ્રીતમ લખે પ્યારીને. ૪

તારી નમ્રતા અમૃતથી ગળી, વળી શોભિતો સાંત સ્વભાવ; પ્રીતમ લખે પ્યારીને.

એથી મનની ઊદાસી તુરત મટે, તારા બોલનો એવો બનાવ; પ્રીતમ લખે પ્યારીને. ૫

ગોરાંદે તારા ગુણ કેમ વીસરે, કેમ વીસરે વાલપભર્યાં વેણ; પ્રીતમ લખે પ્યારીને.

હેતે હસતુ વદન તારૂ વીનતા, મરાં નીરખવા તલસેછે નેણ; પ્રીતમ લખે પ્યારીને. ૬

દિવસે તુજ વિના દિલમાં ગોઠે નહિં, પીવું પાણી કે જમવું અનાજ; પ્રીતમ લખે પ્યારીને.

રાતે રોઈને આંખ્યો રાતી થઈ, લોક પૂછે તો આવેછે લાજ; પ્રીતમ લખે પ્યારીને. ૭

ગોરી મનમાં ધારજ ધરી રાખવી, કાલે ભાગશે ભવના વીજોગ; પ્રીતમ લખે પ્યારીને.

જેથી રીઝે આપણને જગત પતી, એવો અહોનીશ કરવો

ઉદ્યોગ; પ્રીતમ લખે પ્યારીને. ૮

" જે જે વૃદ્ધ પાડોસીયો સુધ્ધછે, તેને પ્રીતથી કેહેજો પ્રણામ; પ્રીતમ લખે પ્યારીને.

વીભીશણ મારા મીત્ર પવીત્રને, કેહેજો જરૂરનું હોયજો કામ; પ્રીતમ લખે પ્યારીને. ૯

જોઇતી વસ્તુ જરૂર મંગાવજો, કશી વાતે મુઝાશો ન મંન; પ્રીતમ લખે પ્યારીને.

કાલે દેખીશું દિવસ આનંદના, જાશે વિસરી આ દુઃખ ભર્યા દિન; પ્રીતમ લખે પ્યારીને. ૧૦

જે જે પ્યારી તમારી સાહેલીયો, તેને પણ મારા કેહેજો જુહાર; પ્રીતમ લખે પ્યારીને.

સાસુ સસરાની આશીષે સુંદરી, મળશું ભામનીને ભરતાર; પ્રીતમ લખે પ્યારીને. ૧૧

વધે સ્નેહને સંપ સુજન સાથે, તેવો તનમન રાખજો ટેવ; પ્રીતમ લખે પ્યારીને.

અમે થોડા અવધે હવે આવીશું, એમ દલપતરામનો દેવ; પ્રીતમ લખે પ્યારીને. ૧૨



**સીતાજીએ રામચંદ્રજીને કાગળ લખ્યો તેનું ધોળ. ૨૩**

"રાગ ઊપર પ્રમાણે"

સ્વસ્તિશ્રી સુભસ્થાન સોહામણું, જ્યાં રાજે સદા રઘુનાથ; કાગળ લખે કામની.

અમે લંકા થકી સીતા સુંદરી, હેતે વંદે જોડી જોડ હાથ; કાગળ લખે કામની. ૧

પત્ર આવ્યો તમારો પ્રીતે ભર્યો, વાલા વાંચી થયો વીશરામ; કાગળ લખે કામની.

પણ જીવન તમથી જુદાં પડે, ઘણા દીવસ થયા ઘનશામ; કાગળ લખે કામની. ૨

માટે મળવાને મન અકળાય છે, ઘડી એક તે જુગ જેવી જાય છે, કાગળ લખે કામની.

મારાં નેણનાં નીરથી નોયજી, સુતાં રજનીમાં સેજ ભીંજાય; કાગળ લખે કામની. ૩

ઘેર આવો હવેતો ઘણી થઈ, નહિતો જીવડો જાશે જરૂર; કાગળ લખે કામની.

દેવે પાંખો આપી હોય પીંડમાં, ઊડી આવું દેશાવર દુર; કાગળ લખે કામની. ૪

વાલા નિત્ય નવી વારતા વાંચીએ, જેથી પામીએ પૂરો પ્રમોદ; કાગળ લખે કામની.

ચતુરાઈનાં ચોજ હું ચાળવું, આવો વિદ્વાના કરીએ વિનોદ; કાગળ લખે કામની. ૫

તાંબા કુંડી ઊંડી રૂડી ઓપતી, ભાવે ભરૂ માંહી નીરમળાં નીર; કાગળ લખે કામની.

બેસો બાજોઠે અકી મારા ચોકમાં, સ્વામી નવરાવું ચોળી શરીર; કાગળ લખે કામની. ૬

કરૂં સરસ રસોઈ રૂડી રીતથી, પ્રિતે પિરશીને બેસુ હું પા
ર; કાગળ લખે કામની.

એવા દીવસતે ક્યારે દેખાડશો, ક્યારે અંતરની પૂરશો આ
શ; કાગળ લખે કામની. ૭

સ્વામી તમ વિના પીયરને સાસરૂં, સુનો લાગેછે સગળો
સંસાર; કાગળ લખે કામની.

મારા માથાથી મુધા પ્રભૂ તમે, મારા આતમાના છો આ
ધાર; કાગળ લખે કામની. ૮

આવે પરવના દિન સુખ સરવને, હુંતો શોકે ઉદાશી સદા
ય; કાગળ લખે કામની.

ગાજે મેઘને દમકે દામની*, આખી જામની જંપ ન થાય;
કાગળ લખે કામની. ૯

હુંતો શુની દેખુ સુખ સેજડી, ખાલી મંદીર ખાવાને ધાય;
કાગળ લખે કામની.

ભરી વસ્તી ઊજડ જેવી ભાસેછે, એક તમ વિના ત્રિભુવન
રાય; કાગળ લખે કામની. ૧૦

વાલા હું તમને કેમ વીસરી, કેમ વીસર્યું દાદાનું વતંન; કા
ગળ લખે કામની.

પત્ર વાંચીને વેહેલા પધારજો, સ્વામી શરીરનાં કરજો જતં
ન; કાગળ લખે કામની. ૧૧

કોઈને દુખિયાં દેખીને દુઃખ પામતા, તેવી નાથ તમારી છે

---

* વીજળી.

દેવ; કાગળ લખે કાંમની.

આવે અવસરે કેમ કઠણ થયા, તમે દલપતરામના દેવ; ગળ લખે કાંમની. ૧૨

---

## પાપની માફી માગવાની ગરબી. ૨૪

"જેલ એલરે ભવાનીમા ડોશીડા મઢહેઠ." એ રાગની છે.

આર પારરે અમને ઊતાર, જે જે જગકરતાર;
અગણિત પાપ થકી ઊધ્ધારરે યાર, જે જે જગ૦ ૧
તારૂં દિલ દીસે ઊદારરે યાર, જેજે જગ૦
તારો કેમ વિસરે ઊપકારરે યાર, જે જે જગ૦ ૨
હુંતો છુ તારો ગુનેગારરે યાર, જે જે જગ૦
મેંતો કીધાં પાપ અપારરે યાર, જે જે જગ૦ ૩
કરિયા કુકરમના કોઠારરે યાર, જે જે જગ૦
ભરિયા ભૂંડાઇના ભંડારરે યાર, જે જે જગ૦ ૪
મેંતો તજિ અમરીત આહારરે, જે જે જગ૦
મેંતો વિખની ભરી વખારરે યાર, જે જે જગ૦ ૫
હું તુજ આગળ છુ લાચારરે યાર, જે જે જગ૦
હવે હું કહુછું વાર હજારરે યાર, જે જે જગ૦ ૬
નાથ તમે માફી કરનારરે, જે જે જગ૦
આપે નોધારાં આધારરે યાર, જે જે જગ૦ ૭
તારી સરસાઇ બેસુમારરે યાર, જે જે જગ૦
તારો અમપર છે આભારરે યાર, જે જે જગ૦ ૮

તેં આ સરજ્યો છે સંસારરે યાર, જેજે જગ૦
નિરમ્યાં નિરમળ નરને નારરે યાર, જેજે જગ૦ ૯
રચિયા રમણિક રાશી બારરે યાર, જેજે જગ૦
સુંદર કીધા સાતે વારરે યાર, જેજે જગ૦ ૧૦
તારા બનાવને બલિહારરે યાર, જેજે જગ૦
પ્રભૂ તું ભજનિકનો ભરથારરે યાર, જેજે જગ૦ ૧૧
દલપતને તું સુખ દાતારરે યાર, જેજે જગ૦
આર પારરે અમને ઊતાર, જેજે જગ૦ ૧૨

---

## પરમેશ્વરના રસ્તાની ગરબી. ૨૫

"તમને કેઈ વહું ગોરાં ગમશે રાજ અચકો મચકો કારેલા"
એ રાગ.

જો પ્રભુનો મારગ પૂછો રાજ, વસ્તો રસ્તો શસ્તો છે.
નથિ આડો અવળો ઊંચો રાજ, વસ્તો રસ્તો૦ ૧
છે સુત્ર બરાબર સીધો રાજ, વસ્તો રસ્તો૦
કરતારે સેહેલો કીધો રાજ, વસ્તો રસ્તો૦ ૨
નથિ ખેતર ખાડા ખડિયા રાજ, વસ્તો રસ્તો૦
નથિ પરવત આડા પડિયા રાજ, વસ્તો રસ્તો૦ ૩
નથિ કંકર ગોખરૂ કાંટા રાજ, વસ્તો રસ્તો૦
નથિ આડા અવળા આંટા રાજ, વસ્તો રસ્તો૦ ૪
નથિ પથરા કાદવ પાણી રાજ, વસ્તો રસ્તો૦
ત્યાં દાસુ ન લે કોઇ દાણી રાજ, વસ્તો રસ્તો૦ ૫

નથિ ઝુંડી ભયંકર ઝાડી રાજ, વસ્તો રસ્તો૦
નહિ જોઇયે ઘોડા ગાડી રાજ, વસ્તો રસ્તો૦ ૬
નહિ તાપ તપે મેહ વરસે રાજ, વસ્તો રસ્તો૦
નહિ ઠંડ પડી તન ઠરશે રાજ, વસ્તો રસ્તો૦ ૭
એતો ખુબ બન્યોછે ખાસો રાજ, વસ્તો રસ્તો૦
નહિ વાઘ વરૂનો વાસો રાજ, વસ્તો રસ્તો૦ ૮
વિશ્વાસ વળાવો લેજો રાજ, વસ્તો રસ્તો૦
એક દામ પડે નહિ દેવો રાજ, વસ્તો રસ્તો૦ ૯
લઇ સત્ય દયાને સાથે રાજ, વસ્તો રસ્તો૦
ધરિ ઇશ્વર આજ્ઞા માથે રાજ, વસ્તો રસ્તો૦ ૧૦
તમે ચોંપ કરીને ચાલો રાજ, વસ્તો રસ્તો૦
મન ગમતો મારગ ઝાલો રાજ, વસ્તો રસ્તો૦ ૧૧
તમે સિધાવજો શુભ કામે રાજ, વસ્તો રસ્તો૦
કહિ દોધો દલપતરામે રાજ, વસ્તો રસ્તો૦ ૧૨

---

## દુષ્ટ નર વિષે પદ. ૨૬

"શઠ સગાળસા સાધુને સેવે" એ રાગ.

કહું નર દુષ્ટની કાંણીરે, સુણો સૌ સ્નેહજ આણી;
મોડું વેલું કામ સુધરેકે બગડે એ માણસ માત્રની રીત;
પોતે કર્યું તેતો પાધરૂં જાણીને, નારીને મારે નિત્ય. કહું૦ ૧
સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંક વિના વનીતાને તજેતો, તે નર ખરને તોલ. કહું૦ ૨

કાગળુ પેસ્યું ધુડ કરે જેમ, ગોરી સદા ગભરાય;
ઘરનાં કરે સૌ દ્વેષ ઘણેરો, તેથી જાુદો નહિ થાય. કહું૦ ૩
સાસરિયાંની સાથે લડી કાઢે, રાંડ ઉપર તે રીસ;
સારા મનુષ્યની શિક્ષા ન માને, જેને રૂઠ્યા જગદીશ. કહું૦ ૪
માનનીનું અપમાન કરે નિત્ય, ગાય નઠારી ગાળ;
તુછ ગણી તિરસ્કાર કરેતો, તે નરનું મોહો બાળ. કહું૦ ૫
સમજુનો ટંટો તુરત ટળે કોઈ, ઘરકુ આવી કહે ઘેર;
ઉંહું કહે કે આકું જાુવે તેનો, પાર આવે શી પેર. કહું૦ ૬
પોતેતો ખાય પિયે માગું સારૂંને, વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્ય નઠારૂંતો, કહો કેમ પ્રગટે પ્રીત. કહું૦ ૭
સ્વામી સાંભળતે વાંક વિના આવી, કામનીને લડે કોય;
સારી રિતે સમાધાન કરે નહિ, હીજડા જેવો હોય. કહું૦ ૮
પીયરિયાં પટકુ ન પૂરેતો, સ્વામી કરે સંતાપ;
સ્વામી નહિ એતો સ્વામી સ્વરૂપે, પેલા જનમનું પાપ. કહું૦ ૯

## ક્રોધ વિષે પદ. ૨૭

"નાથ કેસે ગજકો બંધ છોડાયો." એ રાગ.

ક્રોધ પર ક્રોધ ન કરશો કદાપી, અતિ ક્રોધછે પ્રાણ પાપી; કોઈ પર ક્રોધ ન કરશો. (ટેક.)

ક્રોધ કુબોધ અધિક ઉપજાવે, સઘ સુબોધને કાપી;
વાહાલાં માંહી વિરોધ વધારે, સોધ સમૂળ ઉથાપી. ક્રોધપર૦ ૧
કૃત્ય અકૃત્ય કથુ ન વિચારે, જ્યારે રહે રીસ વ્યાપી;

મુખનું વચન ફરી મુખમાં ન પેસે, છાપ પટોળે છાપી. ક્રોધ૦ ૨
આપની સગળીએ વિસરો સુમતિયો, ક્રોધે કુમતિ જેને આપી;
નહિ કરવાનાં કામ કરોનર, રોગાકે વનમાં વિલાપી. ક્રોધપર૦ ૩
ક્રોધ કરી ફરી ફરી પચટાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનિયામાં, પ્રખ્યાત છે વાત અદ્યાપી. ક્રોધપર૦ ૪

## શિયળ વિષેની ગરબી. ૨૮

"સુણજો સાહેલીરે" એ રાગની છે.

શિયળ તણો મહિમા બહુ મોટો, ખોટો નથી ખરો છે જીરે;
વેદ પુરાણ કુરાન કિતાબે, અધિક અધિક ઉચર્યો છે; સુણજો સજનો જીરે. ૧
શિયળ વિના સદ્‌ગુણ સઘળાથી, જરિયે નહિ સોભાયો જીરે;
પાઘડી પેહેરી પામરિથી, નહિ શોભે નાગો બાવો. સુણજો૦ ૨
હાંડી જુમરૂખ તકતા માંડી, સોભાવ્યું ઘર સારૂ જીરે;
દિવા વિના અંધારા ઘરમાં, શો દેખે અંધારૂ. સુણજો૦ ૩
સરવે અંગે સાજુ તાજું, નાવ નવીન બનાવ્યું જીરે;
પણ તેમાં એક છિદ્ર પડયું તો, તરીન તડે આવ્યું. સુણજો૦ ૪
પરમેશ્વરનું બાહાનું પકડે, શિયળ ન પાળે સાચું જીરે;
કુવાથ પિયે ને કચરી ન પાળે, તો જીવ્યાનું કાચું. સુણજો૦
પુન્ય દાન કે પ્રારથનાથી, જારી પાપ ન જાશે જીરે;
લાંચ સિપારશ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે. સુણજો૦ ૬
જો બાળાપણથી ડાપણમાં, ખાંપણ ખોટું મળશે જીરે;

ક્ષુદ્રાપણ આપણને આવે, તોપણ તે નહી ટળશે. સુણજો૦ ૭
શિયળ થકી સંપૂરણ થાશે, પરમેશ્વરની પ્રીતીજીરે;
દલપતરામ કહે દુનિયાંમાં, સુખદાયક શુભનીતી. સુણજો૦ ૮

---

**દેશી મિત્રોનું દુઃખ ટાળવા વિષેની ગરબી. ૨૯**

"ગરડ ગપ ગયા પોતાના પરમાના કોઇએ મોકલ્યા નહી" એ રા.

દેશી મિત્રો દુઃખ સરવ ટાળોરે, આપણા દેશનું;
કાંઇ કાજ કરો રાજ નવલ આવ્યુંછે, હુંનર નરેશનું;
પ્રથવી ગઇ પરદેશી હાથે, એ મોટી ભૂલ તમો માંથે;
તમે સંપ ન રાખ્યો કોઇ સાથે, દેશી મિત્રો દુઃખ૦ ૧
આ વખત જુવો વિચારી નિરધન થઇ બેઠાં નરનારી;
કંઇ ધુળ મળા ધંધા ધારી, દેશી મિત્રો દુઃખ૦ ૨
તમે દિવસે સુવું દુર ધરો, દિલ ખોળી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઇ કાંઇ જુગતી કરો, દેશી મિત્રો દુઃખ; ૩
તમે સગાં કુટુંબમાં સંપ કરો, વળી દેવાદાર થતેજ ડરો;
તમે નિત્ય ઘટાડો નાત વરો, દેશી મિત્રો દુઃખ૦ ૪
ધન મળતે તુરત ગરવ છાંડો, તમે મોટાં કારજ નવ માંડો;
તમે પરણ્યાં પેહેલાં શીદ રાંડો, દેશી મિત્રો દુઃખ૦ ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો, મન ઉદ્યમમાં અહો નિશ રાખો;
શિદ ભાગ્ય લખ્યું થાશે ભાખો, દેશી મિત્રો દુઃખ૦ ૬
પડતર પ્રથવી તે ખેડાવો, ઊગશે જો ત્રણ વખત વાવો;
નિર ઊદ્યમી ઊદ્યમમાં લાવો, દેશી મિત્રો૦ ૭

અદાલત અરજી અળસાવો, લુચ્ચાઓને લાંચન સોંપાવો;
ભલા પંચનો પાસ કહો દાવો, દેશી મિ૦ ૮
પરદેશી હુંનર પ્રગટ કરો, સંચાને જંત્રો સીખ કરો;
દલપતની વિનંતી દીલ ધરો, દેશી મિ૦ ૯



## સંપ વિષેની ગરબી. ૩૦

"મીઠડાં ગોરસ લ્યોરે ગોરસ લ્યો" એ રાગની.

દેશમાં સંપ કરોરે સંપ કરો,
હાંરે જે કોઇ સંપ તજીને સુખ માગે;
તેના સુતેલા શત્રુ જાગેરે. દેશમાં સંપ કરો. ૧
હાંરે તજી સંપ લડા લડી આવે,
તેમાં તુરત ત્રિજાને ફાવે રે. દેશમાં સંપ કરો. ૨
હાંરે જે કોઇ વીઘા જમીન સારૂ લડતા,
રાજ ખોઇને રહ્યા હવે રડતારે. દેશમાં સંપ કરો. ૩
હાંરે હજું હમચે વિચારી નહિ જોશો,
ખરે આખિર હાથમાં તે ખોશો રે. દેશમાં૦ ૪
હાંરે તમે દેઠા ધરમના ઠાળો,
જે જે પ્યારો લાગે તે ધર્મ પાળો રે. દેશમાં૦ ૫
હાંરે છળ દગા કપટ દ્યો છોડી,
આખા દેશની થઇ આબરૂ થોડીરે. દેશમાં૦ ૬
હાંરે કરિ સંપ કાંઇ હુંનર ઊઠાવો,
ફરિ દેશની દશા ફેરવાવો રે. દેશમાં૦ ૭

હાંરે કોઇનું સારૂ દેખીને શીદ દાઝો,
એને ખુડાડી મારવા ન બાઝો રે, દેશમાં૦ ૮
હાંરે માનો દલપતરામની વાણી,
પક્ષપાત વિના સત્ય પ્રમાણી રે. દેશમાં સંપ કંગે. ૯



## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ગરબી. ૩૧

"મને રસ્તા વચ્ચે રોકા રે, છેલ છબીલા છોગાળા" એ રાગ.

પરી પૂરણ ભાગ્યે પ્રગટી રે, વર્નાક્યુલર સોસાઇટી.
જેણે બુરચાઇને કરી નકટી રે, વર્નાક્યુલર સોસાઇટી. ૧
સંવત ઓગણિસે પાંચો રે, વર્નાક્યુલર સોસાઇટી;
જેનું જન્મ વર્ષ એ વાંચો રે, વર્નાક્યુલર સોસાઇટી. ૨
ફાબ પ્રચ્છક સાહેબ ફાર્બસ રે, વ૦ સો૦
વળિ વાલિસને કુલ જેમસ રે, વ૦ સો૦ ૩
ગુજરાતી રાજા રાણા રે, વ૦ સો૦
બહુ મેંબર માંહિ લખાણા રે, વ૦ સો૦ ૪
†મુળ રાજનગરમાં રોપ્યાં રે, વ૦ સો૦
પછિ સિવર્ડને તે સોપ્યાં રે, વ૦ સો૦ ૫
સંદેસા પત્ર છપાવ્યાં રે, વ૦ સો૦
તું ખાંતે ખૂબ ખપાવ્યાં રે, વ૦ સો૦ ૬
કરિ પુસ્તક સંગ્રહ પ્રીતે રે, વ૦ સો૦
કરિ નિશાળ રૂડી રીતે રે, વ૦ સો૦ ૭

† અમદાવાદ.

બાળક્રિયો બાણવા બેઠી રે, વ૦ સો૦
એ રીત પ્રથમથી પેઠી રે, વ૦ સો૦ ૮
બહુ નવા નિબંધ રચાવ્યા રે, વ૦ સો૦
કવિયોના શોધ કરાવ્યા રે, વ૦ સો૦ ૯
સંવત આઠાની સાલે રે, વ૦ સો૦
સંભાળી ભોગીલાલે રે, વ૦ સો૦ ૧૦
સાહેબ કરટીસને સોંપી રે, વ૦ સો૦
એણે ઓપ ઘણો દઈ ઓપી રે, વ૦ સો૦ ૧૧
બહુ જાણપણે કરિ જુગતી રે, વ૦ સો૦
કરી પાંચ વરષમાં પુખતી રે, વ૦ સો૦ ૧૨
પ્રતિપાળ પણાની છાપે રે, વ૦ સો૦
થયા એલફિનષ્ટન આપે રે, વ૦ સો૦ ૧૩
હીંમતથી હરકોર બાઇએ રે, વ૦ સો૦
ભલપણથી હિમાભાઈએ રે, વ૦ સો૦ ૧૪
દઈ દીધા દામ હજારો રે, વ૦ સો૦
સમજીને સરસ સુધારો રે, વ૦ સો૦ ૧૫
બહુ કીર્તિ બુદ્ધિ પ્રકાશે રે, વ૦ સો૦
પોહોચાડી સજ્જન પાસે રે, વ૦ સો૦ ૧૬
જેની ચંચળ કવિતા ચાલી રે, વ૦ સો૦
કોઈ ગામ રહ્યું નહિ ખાલી રે, વ૦ સો૦ ૧૭
જેની ચળગત ચાલ તપાશી રે, વ૦ સો૦
શીખ્યા મુંબઈના વાસી રે, વ૦ સો૦ ૧૮

"છૈયે ખોળામાં ઘાલી ખીચડી છઈયે ઘેર ઘેર માગી દીકરી"
એ રાગ.

ઉઠવાં પરણીને જે સમે જાનકી,
વધ્યો હૃદયામાં હરખ વિવા થકી. ૧
મળી શાણી સાહેલીને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખી સાંભળ કહું એક વાતડી,
મારી આજ શીતળ થઈ છાતડી. ૩
મારો હરિવરે હાથજ ઝાલિયો,
મને અખંડ ચુડો એણે આલિયો. ૪
વર પામી સુંદર વર વીડલો,
મેંતો કાને સુણ્યો તો તે દીઠલો. ૫
મને પગ ન ગમે હવે પિયરમાં,
મારૂં મન મોહ્યું શામ શરીરમાં. ૬
વર મળિયો મને છેલ વાંકડો,
હવે શિદને ન રાખિયે આંકડો. ૭
વર પામી હુંતો વરણાગિયો,
મેંતો ભવોભવ એ વર માગિયો. ૮
મને મન ગમતું મળ્યું સાસરૂં,
હવે કેમ ધડક મનમાં ધરૂં. ૯
મારી એ સંગે જેણે સગાઈ કરી,
એને આશિષ આપું ફરી ફરી. ૧૦

શુરૂ ને શીર નામું બળો બળી,
મને પરણાવી એ વરને વળી. ૧૧
હવે મન ગમતાં સુખ માનિયે,
કેમ કોઇની શરમદિલ આણિયે. ૧૨
મારે કસુર ન રહી કોઇ વાતની,
મારે માયા ટળી માત તાતની. ૧૩
મને માનિતિ કરી હરિ થાપશે,
હુંતો જેજે માગીશ તેતો આપશે. ૧૪
મારે નિસરી ખાણુ એ કરમની,
વાત મુરખ ન જાણે એ કરમની. ૧૫
મેંતો પૂર્વે કીધાં હશે મેં ઘણાં,
તેણે પામી ચરણ પિયુજી તણાં. ૧૬
વ્રત દાન કરે જેને કારણે,
તેને પામી હુંતો સુતી પારણે. ૧૭
હુંતો કાશી કેદારમાં નવ ફરી,
હુંતો ઘેર બેઠાં એ વરને વરી. ૧૮
હવે સગાં સંબધીને શું કરૂં,
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૯
મન માન્યુંછે દસરથ બાળમાં,
વર લખ્યા સુધર મારા ભાલમાં. ૨૦
મુકી દુરમતિ દુરગુણી ટેવને,
પરણી દલપતરામના દેવને. ૨૧

ભરથાર વશ કરવાની ગરબી. ૩૬

"અલબેલીરે અંબે માત જોવાને જઈયે" એ રાગનીછે,

બહેનો નહિ થાય બગાર, કામણ મંત્ર કથે,

આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે, ટેક;

પ્રાણ થકી પિયુજીછો પ્યારા, ન્યારા ન રહો નાથ રે;

સર્વે થકી લાગોછો સારા, હું વેચાઉ તમ હાથ. કામણ૦ ૧

તનમનમાં રહુ સાજી તાજી, રાજી દેખું રાજ રે; જો કદિ જાણું

કાંઈ કુરાજી, ડુબ્યાં દરિયે ઝહાજ. કામણ૦ ૨

માત પિતાયે મોટી કરિને, હેતે સોંપ્યો હાથ રે; સુખ

આપો કે દુઃખ આપો તમે, છો મસ્તકના નાથ. કામણ૦ ૩

ગુણ સાગર ગંભિરછો સ્વામી, હું અવગુણ ભરિ આજ રે;

પોતાની ગણિ પ્રેમનિભાવો, બાહ્ય ગ્રહ્યાની લાજ. કામણ૦ ૪

સ્નેહ તમારો જોઈને સ્વામી, ગમી મિલકત એમ રે; ખુબ

ખુશી થૈ ન રહી ખામી, પામી પૂરણ પ્રેમ. કામણ૦ ૫

ભલુ કર્યું ભગવંતે મારો, સુફલ કર્યો અવતાર રે; મહેર

કરી મન ગમતો આપ્યો; તમ સરખો ભરથાર; કામણ૦ ૬

સગાં સરવ તમ સારૂં તજીયાં, તજીયા સૈયર સંગ રે; દો-

સરવની દુર કરી હું, રાચિ તમારે રંગ. કામણ૦ ૭

આભ ઊંચો ને નીચે અવની, અવર નથી આધાર રે; આ-

શા રાખું એક તમારી, છો સુખના દાતાર. કામણ૦ ૮

જો સુંદરિને રીઝે સ્વામી, તો શોભે શણગાર રે; નહિ તો તે

શણગાર સરવછે, આગ તણા અંગાર. કામણ૦ ૯ ૧૦

દુનિયામાં નર તમને દેખું, ખાજા લાલફકીર રે; તુચ્છ ગ
ણું તે સગળાને, હોય અમીર વજીર. કામણ૦ ૧૦

જળ જંતુને જળ સંગાથે, જેવી પૂરણ પ્રીત રે; પલક પ
ણે દૂર તરફડે, એજ અમારી રીત. કામણ૦ ૧૧

પાર ન લે પ્રીતી વરણવતાં, સ્થિર બેશી એક ઠામ રે; રાત
દિવસ કવિતા રચના જો, રચશે દલપતરામ. કામણ૦ ૧૨



બીજી વાર પરણવાના બહાનાનું ગીત. ૩૭

કયાંનાં તે આવ્યાં ખીડલાં, મોતીવાળા ભમરજી;
કયાંનાં આવ્યાં નાળીએર રે, મારા વાસ્યા નહિ રહો ભ૦ ૧
ખોરસદનાં આવ્યાં ખીડલાં, મોતી૦ ભ૦
નડીઆદનાં આવ્યાં નાળીએર રે, મા૦ ભ૦ ૨
કિયેરે લગને સાહેબા પરણશો, મોતી૦ ભ૦
કિયે લગને જોડશો જાન રે, મા૦ ભ૦ ૩
પાંચમ દિન સાહેબો પરણશે, મોતી૦ ભ૦
ચોથે ચલાવશે જાન રે, મા૦ ભ૦ ૪
શા રે અવગુણે સાહેબા પરણશો, મોતી૦ ભ૦
શે વાંકે લાવશો સોકય રે, મા૦ ભ૦ ૫
તમારા પોંચા ગોરી શામળા, મોતી૦ ભ૦
ગોરા પોંચાની છે ખાંત રે, મા૦ ભ૦ ૬
તમારી આંખો ગોરી ચુંચળી, મોતી૦ ભ૦
અણિયાળી આંખની છે ખાંત રે, મા૦ ભ૦ ૭

નાક તમારૂં ગોરી ચીબકું, મોતી૦ ભ૦
અણિયાળા નાકની છે ખાંત રે, મા૦ ભ૦ ૮
તમારાં છોરૂં ગોરી ગોબરાં, મોતી૦ ભ૦
ભેળાં બેસાર્યાંની ખાંત રે, મા૦ ભ૦ ૯
તમારાં મૈયર ગોરી વેગળાં, મોતી૦ ભ૦
ઢૂકડાં સાસરીયાની ખાંત રે, મા૦ ભ૦ ૧૦
તમારો વીરો ગોરી એકલો, મોતી૦ ભ૦
સાત સાળાની છે ખાંત રે, મા૦ ભ૦ ૧૧
બાળાપણનાં પરણેતર વીસર્યાં, મોતી૦ ભ૦
મોટપણે પરણ્યાની ખાંત રે, મા૦ ભ૦ ૧૨

## વધાવાનું ધોળ. ૩૮

ભમરા પેહેલો વધાવો મારે આવીયો,
મેં તો મોકલ્યો મારા દાદાને દરબાર રે;
વાડીના ભમરા દ્રાખ મીઠી રે ચાંપાનેરની૦
મારી માતાએ હરખે વધાવીયો,
મારા દાદાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી૦ ૧
ભમરા બીજો વધાવો મારે આવીયો,
મેંતો મોકલ્યો મારા વીરાને દરબાર રે; વાડી૦
મારી ભાભીએ હરખે વધાવીયો,
મારા વીરાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી૦ ૨
ભમરા ત્રીજો વધાવો મારે આવીયો,

મેંતો મોકલ્યો મારા મામાને દરબાર રે; વાડી૦
મારી મામીએ હરખે વધાવીયો,
મારા મામાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી૦ ૩
ભમરા ચોથો વધાવો મારે આવીયો,
મેંતો મોકલ્યો મારા સસરાને દરબાર રે; વાડી૦
મારા સાસુએ હરખે વધાવીયો,
મારા સસરાએ ઝાલ્યા પાલવ છેડા રે; વાડી૦ ૪

---

## ચોરીમાં ગાવાનું ગીત. ૩૯

આની તેડે ગંગારે, પેલો તેડે જમુનારે, વચમાં સરસ્વતિ નદિ વહે છે
સોનાનું બેડૂં રે, રૂપા ઊઢાણી રે, સીતાવેલ પાણી સાંચર્યાં ૧
રાશડી ન પહોંચેરે, ઘડુલો ન બૂડેરે, કૂવા કાંઠે ઊભાં રહ્યાં;
સોનાની ગેડીરે, રૂપા દડૂલોરે, રામચંદ્ર રમવાને નીસર્યા. ૨
કોણ રાયની બેટીરે, કોણ તારૂં નામરે, કેઈરે નગરીની ગરાસણી;
જનકની બેટીરે, સીતાવેલ નામરે, હજીએ ધુંબાળ કુંવારડી. ૩
કોણ રાયનો બેટોરે, કોણ તારૂં નામરે, કેઈરે નગરીનો ગરાસીયો;
દસરથનો બેટોરે, રામચંદ્ર નામરે, અયોધ્યા નગરીનો ગરાસીયો. ૪
પાંનનાં બીડાંરે, સાત સોપારીરે, લગન નિરધારી વહેલા ૫

---

## ચોરીમાં ગાવાનું ગીત બીજું ૪૦

લાડકડી ચડી રે કમાડ, બાળા વરને નીરખવા રે;
દાદાજી એ વર જોજો, એણે મારાં મન હર્યાં રે. ૧

કહો દિકરિ કયાં થકી દીઠો, શેણે તારાં મન વસ્યાં રે;
નીશાળે ભણતલો દીઠો, અક્ષરે મારાં મન વસ્યાં રે. ૨
લાડકડી ચડી રે કમાડ, બાળાવરને નીરખવા રે;
માતાજી એ વર જોજો, એણે મારાં મન વસ્યાં રે. ૩
કહો દિકરિ કયાં થકી દીઠો, શેણે તારાં મન વસ્યાં રે;
નાતમાં જમતલો દીઠો, ચોટલિયે મારાં મન વસ્યાં રે. ૪
લાડકડી ચડી રે કમાડ, બાળાવરને નીરખવા રે;
વીરાજી એ વર જોજો, એણે મારાં મન વસ્યાં રે. ૫
કહો બેહેની કયાં થકી દીઠો, શેણે તારાં દિલ વસ્યાં રે;
ઘોડલાં ખેલાવતો દીઠો, પેંગડે મારાં મન વસ્યાં રે. ૬
લાડકડી ચડી રે કમાડ, બાળાવરને નીરખવા રે;
કાકાજી એ વર જોજો એણે મારાં મન વસ્યાં રે. ૭
કહો દિકરિ કયાં થકી દીઠો, શેણે તારાં મન વસ્યાં રે;
પાગડી બાંધતો દીઠો, તોરે મારાં મન વસ્યાં રે. ૮

## મલાવરાવનો રાસડો. ૪૧

મેજર વાકર સાહેબે સંવત ૧૮૫૮ માં કડીમાંથી મલાવરાવને કાઢ્યો તે બાબત.

પીતળ લોટા જળે ભર્યા રે, દાતણ કરતા જાગ્યો રે;
મલાવરાવ શેહેરનો સુબો રે આળસ્યો રે.
દાતણ કરશું વાડિયે રે, ... ફરંગીની ફોજ રે; મલાવ૦ ૧
તાંબા તે કુંડિયો જળે ભરી રે, નાહાંવણ કરતા જાગ્યો રે; મલાવ૦

નહાવણ કરશું વાડિયે રે, ફરતી ફરંગીની ફોજ રે; મલાવ૦ ૨
રાંધી રસોઈઓ એમ રહી રે, ભોજન કરતા જાઓ રે; મલાવ૦
ભોજન કરશું વાડિયે રે, ફરતી ફરંગીની ફોજ રે; મલાવ૦ ૩
પાન સોપારીને એળચી રે, મુખવાસ કરતા જાઓ રે; મલાવ૦
મુખવાસ કરશું વાડિયે રે, ફરતી ફરંગીની ફોજ રે; મલાવ૦ ૪
સોના તે કેરાં સોગઠાં રે, રમત રમતા જાઓ રે; મલાવ૦
રમત રમશું વાડિયે રે, ફરતી ફરંગીની ફોજ રે; મલાવ૦ ૫
ઢીંચણ સામા ઢોલિયા રે, પોઢણ કરતા જાઓ રે; મલાવ૦
પોઢણ કરશું વાડિયે રે, ફરતી ફરંગીની ફોજ રે; મલાવ૦ ૬
ક્યાંથી આવ્યો પીટો જાંગલો રે, માથે ટોપીને ભૂરો વેષ રે; મ૦
રાણી રૂએ રંગમોલમાં રે, દાશિયો રૂવે દરબાર રે; મલાવ૦ ૭
હાટે રૂવે હાટ વાણિયા રે, ચોર રૂવે ચારણ ભાટ રે; મલાવ૦
શહેર છોડી સુબો નીસર્યો, લીધી નડિયાદની વાટ રે. મલાવ૦ ૮



## પ્રાતઃકાળની શિક્ષા માતાની રાગ પ્રભાત. ૪૨

ઊઠની ઊઠની ઊઠની દીકરી,
કાંધરે આળશને નાશ માહી;
એમ વાણી વદી પુત્રીની માત કેહે,
ઊઠરે ઊઠરે ઊઠ ડાહી. ૧
ભા૦ કાળ વહી જાયછે દંત ધાવન તણો,
થાયછે દુઃખ પ્રગટ સુખ રેહેતાં;
દંત ધાવન કરી સ્નાન કર ચપળથી,

ભાજ પછી ઇષ્ટ ઘડી ગ્નાન સેહેતાં. ૨
કર જરી હાજરી ઊદરની રૂચી થકી,
ઘર પછી કર વિષે પાઠ ત્હારો;
પાઠ કર ચિત્ દઈ તજ રમત સ્વસ્થ થઈ,
જન્મના જન્મનો જાય મારો. ૩
જે ભલી બ્હેનિયો એમ નિત આચરે,
તે બને શ્રેષ્ટ સઊ સુગ્ન સાથે;
જે રમે રમતમે તે ભમે ભ્રમ ગમે,
તેને અંત્ય અવકાશમે દુઃખ માથે. ૪
દાસ મોહન કેહે ગ્નાન તહાં દુઃખ નહિ,
એમ સત સુચના જાણ પ્યારી;
જા હવે ગુરૂ કને સમજ કંઇ વાતને,
ચપળ ચિત્ત રાખજે બ્હેન મારી. ૫

---

## રંનાદેનું ધોળ. ૪૩

શીરોઈના રે સુલતાન, પાટણના રે પરધાન;
ઓરશીયો ઘડી લાવ્યા રે, આરસ પાણનો રે. ૧
એરે ઓરશીએ રે, સવામણ સુખડ, અધમણ કેસર;
રાણી રે રંનાદે વરને છાંટણાં રે. ૨
રાણી રે રંનાદે રે, હાર સોવરાવો રે;
તમ પેઊડો લાલ છડે રમે રે.
લાલ છડે રમતાં રે, પાસલા હાલ્યા રે;
રતન કચોલે દીવડો ઝગમગે રે.

## અન્નદેવ વિષે પદ. ૪૪

"પ્રાણિયા ભજી લેને કરતાર, આતો સ્વપનુંછે સંસાર."

એ રાગનુંછે.

તમને આરાધું અન્ન-દેવ, પરથમ કરૂં તમારી સેવ; ટેક.
સવા પહોરે સુતાં ઊઠે, બકોર કરતાં બાળ;
માતા પાસે ખાવા માગે, પેહેલે પ્રાતઃકાળ; તમને૦ ૧
પહોર દહાડામાં આવી મળે તો, કાયા કરે કલ્લોલ;
માણસ થાયછે મરવા જેવું, ઘડી થાય જો મોળ; ત૦ ૨
વાત કરતાં વઢી પડેછે, ભણતાં જાયછે ભૂલી;
આંખડિયે અંધારાં આવે, કાયા થૈ જાય લૂલી; તમ૦ ૩
પંદરે દિન એકાદશી આવે, વ્રત તણો મહિમાય;
રાત પડેને સપનું લાગે, વાળું ક્યારે થાય; તમને૦ ૪
બળિયામાં જે બળિયો કહાવે, જેછે સઊથી બળિયો;
તે જો પામે ત્રીજે પહોરે, ધુળ થઇને ઢળિયો; ત૦ ૫
તેત્રિશકોટી દેવ મળિને, સઊકો તમને પૂજે;
કહે રણછોડ અન્નદેવ મળેતો, સરવે વાતો સુજે; ત૦ ૬

